



તેમણે મુક્તિસ્થિતિમાં મુક્તને દેહેંદ્રિયનો અભાવ માન્યો છે તેથી કાંઈ તેઓ કેવલાદ્વૈતવાદી છે એમ કહી શકાય નહિ. જો મુક્તિસ્થિતિમાં માત્ર શરીરેંદ્રિયનો અભાવ માનનારાને કેવલાદ્વૈતવાદી સ્વીકારવામાં આવે તો તાર્કિકાદિ પણ મુક્તિદશામાં દેહેંદ્રિયનો અભાવ માનનારા છે તેથી તેમને પણ તમારે જીવબ્રહ્મનો અભેદ માનનારા સ્વીકારવા પડશે, જે તમારાથી સ્વીકારી શકાય એમ નથી. એમ થવાથી સાંખ્યપ્રવચનમાં બાદરિમુનિના મતનું નિરાકરણ કરવામાં આવ્યું નથી એમ સિદ્ધ થાય છે.

---

સં૧૯૮૬(શક ૧૮૫૨) આષાઢસુદિ પૂર્ણિમા. આવૃત્તિ પહેલી. પ્રતિ ૨૨૧૧

યોજનારઃ—બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્ **નથુરામશર્મા.**

**બીલખા**—કાઠિયાવાડ.

મુમુક્ષુઓને વિનામૂલ્યે આપવામાટે પ્રકટ કરનાર

**મંગળદાસ કેશવલાલ ભકત**

**ખંભાત—ગુજરાત.**

---

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.



# ॥ श्रीउपदेशग्रंथावलि

## ॥ अंक सत्योतेरमो ॥

# ॥ श्रीव्यासभगवान्‌नो सिद्धांत ॥

[ ४ ]

તેમણે મુક્તિસ્થિતિમાં મુક્તને દેહેંદ્રિયનો અભાવ માન્યો છે તેથી કાંઈ તેઓ કેવલાદ્વૈતવાદી છે એમ કહી શકાય નહિ. જો મુક્તિ-સ્થિતિમાં માત્ર શરીરેંદ્રિયનો અભાવ માનનારાને કેવલાદ્વૈતવાદી સ્વી-રવામાં આવે તો તાર્કિકાદિ પણ મુક્તિદશામાં દેહેંદ્રિયનો અભાવ :નનારા છે તેથી તેમને પણ તમારે જીવબ્રહ્મનો અભેદ માનનારા ીકારવા પડશે, જે તમારાથી સ્વીકારી શકાય એમ નથી. એમ વાથી સાંખ્યપ્રવચનમાં બાદરિમુનિના મતનું નિરાકરણ કરવામાં ાવ્યું નથી એમ સિદ્ધ થાય છે.

---


૦૧૯૮૬ (શક ૧૮૫૨) આષાઢસુદિ પૂર્ણિમા. આવૃત્તિ પહેલી. પ્રતિ ૨૨૧૧

યોજનારઃ—બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્ **નથુરામશર્મા.**

**બીલખા**—કાઠિયાવાડ.

મુમુક્ષુઓને વિનામૂલ્યે આપવામાટે પ્રકટ કરનાર

**મંગળદાસ કેશવલાલ ભકત**

**ખંભાત**—ગુજરાત.

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

એવી રીતે **વ્યાસભગવાનથી** ભિન્ન બીજા કોઈ મુનિ કેવલાદ્વૈતવાદી તે સમયમાં હોવાનો સંભવ જણાતો નથી તેથી તથા **વ્યાસ**ભગવાનને દ્વૈતવાદી કે દ્વૈતાદ્વૈતવાદી માની તેમના મતનું ખંડન કોઇ મુનિએ પોતાના સૂત્રાદિમાં કરેલું જણાતું નથી તેથી **વ્યાસભગવાનજ** કેવલાદ્વૈતવાદી હોવાનો નિશ્ચય થાય છે. વળી જેમ બ્રહ્મસૂત્રોમાં **શ્રીવ્યાસ**ભગવાને **શ્રી**કપિલજીનેજ સાંખ્યમતના પ્રવર્તક માની તેમના મતનુંજ શાસ્ત્રપ્રમાણથી ને તદનુકૂલ યુક્તિથી ખંડન કરેલું પ્રતીત થાય છે, તેમ સાંખ્યપ્રવચનમાં **શ્રી**કપિલજીએ પણ **વ્યાસ**ભગવાનનેજ ઉદ્દેશીને તેમના મતનું ખંડન કરવું આવશ્યક માની તેમના મતનું ખંડન કરેલું હોવું જોઇએ એમ અનુમાન થાય છે, તેથી પણ **વ્યાસ**ભગવાન્ કેવલાદ્વૈતવાદીજ હતા એમ નક્કી થાય છે.

સાંખ્યપ્રવચનના પહેલા અધ્યાયની અનિરુદ્ધભટ્ટની વૃત્તિમાં “ एक आत्मेति वेदांतिनः ” ( આત્મા એક છે એમ વેદાંતીઓ કહે છે ) એમ જણાવી પછી તે કથનની સત્યતા જણાવવામાટે “ तथा च, ‘ नित्यः सर्वगतो ह्यात्मा कूटस्थो दोषवर्जितः । एकः सन् भिद्यते भ्रांत्या मायया न स्वभावतः ॥ ” (વેદાંતીઓ આત્માનું એકપણું માને છે તે આવી રીતેઃ–પ્રસિદ્ધ આત્મા સદ્રૂપ, સર્વવ્યાપક, અવિકારી, સર્વપ્રકારના દોષથી રહિત ને એક છતાં ભ્રાંતિવડે ભેદ પામે છે. એ ભેદ માત્ર માયાવડે જણાય છે, આત્માના સ્વભાવથી નહિ, ) એ શ્રીસૂતસંહિતાનો શ્લોક આધારરૂપે લઈ વેદાંતીઓ આત્માના એકપણાને માનનારા છે એમ જણાવ્યું છે. પુનઃ સાંખ્યપ્રવચનના પાંચમા અધ્યાયપરની તેજ અનિરુદ્ધભટ્ટની વૃત્તિમાં છીપ આદિમાં જે રૂપા આદિનું ભાન થાય છે તેમાં વેદાંતીઓ અનિર્વચનીયપણુંજ સ્વીકારે છે એમ સિદ્ધ કરવામાટે “ नानिर्वचनीयं तदभावात् ” સાં૦ ૫–૫૪ ( છીપ

આદિમાં જે રૂપા આદિની પ્રતીતિ થાય છે તે અનિર્વચનીય નથી, કેમકે તેવા સત્અસત્થી વિલક્ષણ અનિર્વચનીય પદાર્થનો જગત્માં અભાવ છે,) આ સૂત્રની ઉત્થાનિકામાં "वेदांतिमतं दूषयति" (વેદાંતીઓના મતમાં દોષ દેખાડે છે, ) એમ સ્પષ્ટ જણાવ્યું છે, આથી કેવલાદ્વૈત એજ વેદાંતીઓનો–**વ્યાસ**ભગવાન્ આદિનો–સિદ્ધાંત છે એવો સ્પષ્ટ નિશ્ચય થાય છે.

**વ્યાસ**ભગવાને જેમ પોતાના વેદાંતદર્શનમાં "महद्दीर्घवद्वा ह्रस्वपरिमंडलाभ्याम्" વે૦ ૨–૨–૧૧ ( જેમ વૈશેષિકમતમાં દ્વ્યણુકથી મહદ્દીર્ઘપરિમાણવાળું ત્ર્યણુક ઉત્પન્ન થાય છે, અને દ્વ્યણુકમાં રહેલું હ્રસ્વપરિમાણ તેમાં ઉત્પન્ન થતું નથી, તથા પરમાણુથી અણુહ્રસ્વપરિમાણવાળું દ્વ્યણુક ઉત્પન્ન થાય છે, અને તેમાં રહેલું પરમાણુનું પરિમાણ ઉત્પન્ન થતું નથી, તેમ ચેતનરૂપ બ્રહ્મથી અચેતનરૂપ જગત્ ઉત્પન્ન થાય છે, અને બ્રહ્મમાં રહેલું ચૈતન્ય ઉત્પન્ન થતું નથી,) આ મહદ્દીર્ઘાધિકરણમાં **શ્રી**કણાદના મતનું ખંડન કર્યું છે તેમ વૈશેષિકદર્શનમાં **શ્રી**કણાદમુનિએ **શ્રીવ્યાસ**ભગવાનના કેવલાદ્વૈતમતનું ખંડન કર્યું છે. વૈશેષિકદર્શનના ત્રીજા અધ્યાયના બીજા આહ્નિકમાં પહેલાં પોતાના મતપ્રમાણે આત્માનું સુખદુઃખાદિના જ્ઞાનરૂપ હેતુવડે જણાવાપણું નિરૂપણ કરીને પછી **વ્યાસ**ભગવાને માનેલા આત્મસ્વરૂપનું નિરાકરણ કરવાસારુ "तस्मादागमिकः" વૈ૦ ૩–૨–૮ (આત્મા સૂક્ષ્મતમ હોવાથી તે માત્ર શાસ્ત્રવડે જાણી શકાય એવો છે, ) એ સૂત્રવડે શાસ્ત્રથીજ જાણી શકાય એવો આત્મા છે એમ કહીને તે પછી તે આત્માના સ્વરૂપનો "सुखदुःखज्ञाननिष्पत्त्यविशेषादैकात्म्यम् ॥" વૈ૦ ૩–૨–૧૯ ( સુખદુઃખના જ્ઞાનની સિદ્ધિના સમાનપણાથી આત્માનું એકપણું છે ) એ સૂત્રવડે વેદાંતશાસ્ત્રમાં માનેલા એકાત્મપણાનું

કથન કરીને પશ્ચાત્ " व्यवस्थातो नाना " વૈ૦ ૩-૨-૨૦ (સુખદુઃખાદિની વ્યવસ્થા થવામાટે આત્મા ઘણા માનવા જોઇએ, ) તથા " शास्त्रसामर्थ्याच्च " વૈ૦ ૩-૨-૨૧ ( અને શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રના એવા કથનરૂપ બલથી પણ આત્મા ઘણા માનવા જોઇએ, ) એ બે સૂત્રોથી વેદાંતશાસ્ત્રે માનેલા આત્માના એકપણાનું નિરાકરણ કરીને આત્માના બહુપણાનું પ્રતિપાદન કરેલું છે. એ બે સૂત્રોપરના ભાષ્યનો તથા ભિન્ન ભિન્ન ટીકાઓનો ભાવ આ પ્રમાણે છેઃ—આત્માનું અસ્તિત્વ નક્કી થયા પછી તે આત્મા સર્વશરીરોમાં એકજ છે ? કે પ્રત્યેક શરીરમાં તે ભિન્ન ભિન્ન છે ? એવો સંશય થતાં " સર્વશરીરોમાં એકજ આત્મા રહેલો છે, કેમકે સર્વશરીરોમાં અનુકૂલપ્રતિકૂલ પ્રસંગમાં સુખદુઃખના જ્ઞાનનું એકસરખાપણું જણાય છે એ હેતુથી, અને શાસ્ત્રમાં પણ આત્મામાં ભેદ જણાવનારા હેતુના અભાવથી આત્મા એક ને અદ્વૈત છે એમ કહેલું છે તેથી આત્મા એકજ છે, ઘણા નથી, " આવો પૂર્વપક્ષ ઉત્પન્ન કરીને પછી વૈશેષિકસૂત્રકાર **શ્રીકણાદ** પોતાનો સિદ્ધાન્ત કહે છેઃ—" व्यवस्थातो नाना " ( પ્રત્યેક શરીરમાં આત્મા ભિન્ન ભિન્ન છે, સર્વશરીરોમાં એક આત્મા નથી. જો સર્વશરીરોમાં એકજ આત્મા માનીએ તો પ્રત્યેક શરીરમાં જણાતા ભિન્ન ભિન્ન સુખની, દુઃખની, જન્મની, મરણની, બંધની ને મોક્ષની વ્યવસ્થા સંભવી શકતી નથી. જો આત્મા એકજ માનીએ તો એકના સુખદુઃખાદિવડે બધાને સમાનજ સુખદુઃખાદિ થાય, પણ એમ થતું નથી. જો આત્મા પ્રત્યેક શરીરમાં ભિન્ન ભિન્ન માનીએ તોજ એ વ્યવસ્થા સારી રીતે સંભવી શકે છે, અન્યથા તે વ્યવસ્થા સંભવી શકે નહિ એ સ્પષ્ટજ છે, માટે ભિન્ન ભિન્ન શરીરમાં રહેનારા આત્મા અસંખ્ય છે.) વળી જીવો ઘણા છે એમ માનવાનું આ બીજું કારણ

પણ છે:-“ शास्त्रसामर्थ्याच्च ” ( શ્રુતિના કથનના બલથી પણ જીવો અનેક માનવા જોઇએ. ) “ यथाग्नेः क्षुद्रा विस्फुलिंगा व्युच्चरंत्येवमस्मादात्मानो व्युच्चरंति ” ( જેમ પ્રદીપ્ત અગ્નિમાંથી નાના નાના ઘણા તણખાઓ નીકળે છે તેમ આ પરમાત્મામાંથી ઘણા જીવો ઉત્પન્ન થાય છે, ) એ અને એવી બીજી શ્રુતિઓમાં જીવાત્મા ઘણા છે એમ કહ્યું છે. “ द्वा सुपर्णा सयुजा सखाया ” ( બે સારી પાંખવાળા, સાથે રહેનારા તથા મિત્રના જેવા, ) “ एको वशी सर्वभूतांतरात्मा ” (એક, સર્વને વશ રાખનારા ને સર્વપ્રાણીઓના અંતરાત્મા, ) અને “ नित्यो नित्यानां चेतनश्चेतनानाम् ” ( આકાશાદિ નિત્ય મનાતા પદાર્થોથી પણ વધારે નિત્ય અને જીવરૂપ ચેતનોના કરતાં પણ વધારે ચેતનરૂપ,) આવી શ્રુતિઓમાં ઇશ્વરના એકપણાનું પ્રતિપાદન કર્યું છે, જીવના એકપણાનું પ્રતિપાદન કર્યું નથી, એટલે જીવો ઘણા છે એમ માનવામાં કશો વિરોધ આવતો નથી.

એવી રીતે વેદાંતસૂત્રોમાં જણાવેલા આત્માના એકપણાનું ખંડન વૈશેષિકદર્શનમાં કરવામાં આવ્યું છે. આમ હોવાથી વૈશેષિકદર્શનકાર **શ્રીવ્યાસ**ભગવાનને કેવલાદ્વૈતવાદી માને છે એમ નક્કી થાય છે. “ तर्काप्रतिष्ठानात्० ” વે૦ ૨-૧-૧૧ (તર્કની સ્થિરતા ન હોવાથી) એ સૂત્રમાં **શ્રીવ્યાસ**ભગવાને જેમ **ગૌત**મમુનિના મતનું ખંડન કર્યું છે તેમ ન્યાયદર્શનમાં **શ્રીગૌત**મમુનિએ જીવઇશ્વરનો ભેદ જણાવી તથા ઘણા જીવો માની અર્થથી **શ્રીવ્યાસ**ભગવાને માનેલા કેવલાદ્વૈતનું ખંડન કર્યું છે. એવી રીતે **શ્રીગૌત**મમુનિ પણ **વ્યાસ**ભગવાનને કેવલાદ્વૈતવાદી માને છે.

“ एतेन योगः प्रत्युक्तः ” વે૦ ૨-૧-૩ (સાંખ્યમતના નિરાકરણવડે યોગમતનું પણ નિરાકરણ કરાયું એમ જાણવું, ) એ સૂત્રવડે

વેદાંતદર્શનમાં જેમ **શ્રીવ્યાસ**ભગવાને **શ્રીપ**તંજલિના સિદ્ધાંતનું ખંડન કરેલું છે એમ યોગદર્શનમાં વેદાંતદર્શને સ્વીકારેલા કેવલાદ્વૈતનો અનુવાદ કરી તેનું નીચે જણાવેલી રીતે ખંડન કરવામાં આવ્યું છેઃ– "पुरुषार्थशून्यानां गुणानां प्रतिप्रसवः कैवल्यं स्वरूपप्रतिष्ठा वा चितिशक्तिरिति ॥ યો૦ ૪–૩૪ (પુરુષાર્થથી રહિત થયેલા ત્રણ ગુણોનો પોતપોતાના કારણમાં લયદ્વારા પ્રધાનમાં લય થાય તે કૈવલ્ય છે, અથવા ચેતનશક્તિ સ્વરૂપમાં સ્થિતિ કરે તે કૈવલ્ય છે. ઇતિ.) એ યોગદર્શનના સૂત્રના ઉત્તરાર્ધની **શ્રીભો**જરાજાની બનાવેલી રાજમાર્તંડ-નામની ટીકામાં નીચે પ્રમાણે વેદાંતસિદ્ધાંતનો અનુવાદ ને તેનું ખંડન કરેલું જેવામાં આવે છેઃ–" ये तु वेदांतवादिनः चिदानंदमयत्वमात्मनो मोक्षं मन्यंते तेषां न युक्तः पक्षः । तथा हि आनंदस्य सुखस्वरूपत्वात् सुखस्य च सदैव संवेद्यतयैव प्रतिभासात् संवेद्यमानत्वं च संवेदनव्यतिरेकेणानुपपन्नमिति संवेदनसंवेद्ययोरभ्युपगमादद्वैतहानिः ॥" (જે વેદાંતવાદીઓ આત્માની ચિદાનંદમયભાવે સ્થિતિ થાય તેને મુક્તિ માને છે તેમનો તે મત યોગ્ય નથી, કેમકે આનંદનું સુખરૂપપણું હોવાથી અને સુખની સર્વદા અનુભવના વિષયપણાવડેજ પ્રતીતિ થતી હોવાથી તથા અનુભવના વિષયરૂપ થવું એ અનુભવવિના (જ્ઞાનવિના) સંભવી શકે નહિ તેથી અનુભવનો વિષય ને અનુભવ આ બેનો અંગીકાર કરવાથી અદ્વૈતસિદ્ધાંતની નિવૃત્તિ થાય છે.) એ વચનોથી સિદ્ધ થાય છે કે વેદાંતીઓનો કેવલાદ્વૈતમત માની, પછી તેનો અનુવાદ કરી, ત્યાં તે મતનું નિરાકરણ કરેલું છે.

"फलमत उपपत्तेः" વે૦ ૩–૨–૩૮ (જીવે કરેલાં શુભાશુભ કર્મનું ફલ ઈશ્વરથી થાય છે એમ ઈશ્વરમાં તેવી યોગ્યતા હોવાથી જણાય છે,) એ વેદાંતદર્શનના સૂત્રમાં જેમ **શ્રીવ્યાસભગવાને**

શ્રીજૈમિનિના મતનું ખંડન કર્યું છે તેમ પૂર્વમીમાંસાદર્શનમાં કેવલાદ્વૈતમતનેજ વેદાંતીઓનો મત માનીને તેનો અનુવાદ કરી તેનું ખંડન કરવામાં આવ્યું છે. પૂર્વમીમાંસાદર્શનપરના શાબરભાષ્યપર **શ્રીકુમારિલભટ્ટનું** વાર્તિક છે, તે વાર્તિકના તર્કપાદમાં તેમણે કેવલાદ્વૈતનો અનુવાદ કરી તેનું નીચે પ્રમાણે ખંડન કર્યું છે:—

" स्वयं च शुद्धरूपत्वादभावाच्चान्यवस्तुनः ।
स्वप्नादिवदविद्यायाः प्रवृत्तिस्तस्य किं कृता ॥१॥
अन्येनोपप्लवेऽभीष्टे द्वैतवादः प्रसज्यते ।
स्वाभाविकीमविद्यां तु नोच्छेत्तुं किंचिदर्हति ॥२॥
विलक्षणोपपाते हि नश्येत्स्वाभाविकी क्वचित् ।
न त्वेकात्माभ्युपायानां हेतुरस्ति विलक्षणः ॥३॥ "

**ભાવાર્થઃ**—આત્મા પોતે તો અવિકારિસ્વરૂપવાળો હોવાથી સંસારની ઉત્પત્તિમાટે અવિદ્યાની પ્રવૃત્તિ કરાવી શકે નહિ, અને આત્માથી ભિન્ન અન્ય વસ્તુનો અભાવ છે ત્યારે તે આત્માને આશરે રહેલી સ્વપ્નાદિના જેવી અવિદ્યાની પ્રવૃત્તિ કોણે કરેલી છે? ૧ જો કોઈ અન્ય જડવસ્તુવડે અવિદ્યાની પ્રવૃત્તિ ઇચ્છવામાં આવે તો તેમને દ્વૈતવાદની પ્રાપ્તિ થાય છે, અને જો અવિદ્યાને સ્વાભાવિકી સ્વીકારવામાં આવે તો તેનો લેશ પણ નાશ કોઇથી થવો યોગ્ય નથી, તેથી મોક્ષાભાવની પ્રાપ્તિ થાય છે. ૨ જો કોઇ વિલક્ષણ કારણ પ્રાપ્ત થાય તો તેવડે કદી સ્વાભાવિકી અવિદ્યા નાશ પામે, પણ આત્મા એકજ છે એમ સ્વીકારનારાઓને કોઈ વિલક્ષણ કારણ પ્રાપ્ત નથી તેથી તેમને મતે અવિદ્યાની નિવૃત્તિ થઈ શકે નહિ. ૩

**શ્રીપાર્થસારથિમિશ્રે** પણ પૂર્વમીમાંસાપરના પોતાના શાસ્ત્રદીપિકાનામના પુસ્તકના તર્કપાદમાં વેદાંતસિદ્ધાન્તનું ખંડન કરવામાટે

કેવલાદ્વૈતજ વેદાંતશાસ્ત્રને અભિમત છે એમ માની નીચે પ્રમાણે તેનો અનુવાદ કર્યો છે:—

"स्यान्मतम्, आत्मैवैको जगदासीत् स एव स्वेच्छया व्योमादिप्रपंचरूपेण परिणमते बीजमिव वृक्षरूपेण । चिदेकरसं कथं जडरूपेण परिणमते इति चेत्? न वयं परमार्थतः परिणामं ब्रूमः, किंत्वपरिणतमेव परिणतवत् एकमेव सदनेकधा मुखमिवादर्शेष्वविद्यावशाद्विवर्तमानमात्मैव आत्मनश्चिद्रूपमचिद्रूपमिव, अद्वितीयं सद्वितीयमिव पश्यति सेयमविद्योपादाना स्वप्नप्रपंचवन्महदादिप्रपंचसृष्टिः । तथा च 'सर्वं खल्विदं ब्रह्म' 'आत्मैवेदं सर्वम्' 'नेह नानास्ति किंचन' इत्यादयो बहवोऽद्वैतवादाः । तथा 'इंद्रो मायाभिः पुरुरूप ईयते' इति भेदावगतेर्व्यक्तमेव मायानिबंधनत्वं दर्शितम् । तथा 'लोकास्तं परादुर्योऽन्यत्रात्मनो लोकान्वेद' इत्यादिनानात्मदर्शननिंदा, 'मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति' इति च नानात्वदर्शननिंदा, सर्वमिदमद्वितीयं ब्रह्मापरमनर्थकरी भेददृष्टिः, सृष्टिश्चाविद्योपादानेत्येतमर्थं प्रकटयति ॥"

**ભાવાર્થ:**—વેદાંતવાદીઓ આમ માને છે:—"આ જગત્ ઉત્પત્તિની પૂર્વે એક પરમાર્થરૂપજ (બ્રહ્મરૂપજ) હતું, તે બ્રહ્મજ પોતાના સંકલ્પવડે આકાશાદિ જગદ્રૂપે પરિણામ પામે છે, જેમ બીજ વૃક્ષરૂપે પરિણામ પામે છે તેમ. એકરસ ચેતનરૂપ બ્રહ્મ જડરૂપે કેમ પરિણામ પામે? એમ જો તમે પૂછો તો તેના સમાધાનમાં કહેવાનું કે:—અમે આ જગત્ બ્રહ્મનું વાસ્તવિક પરિણામ છે એમ કહેતા નથી, કિંતુ તે પરિણામ નહિ પામ્યા છતાં પરિણામ પામેલાજેવું, એકરૂપ છતાં અનેક પ્રકારના જેવું, ને દર્પણમાં મુખની પેઠે અવિદ્યાને લીધે વિવર્ત પામેલું જણાય છે. આત્માજ પોતાનું જે ચેતનરૂપ છે તેને અચેતન-

રૂપજેવું, ને પોતાનું જે અદ્વિતીયરૂપ છે તેને સદ્વિતીયરૂપજેવું દેખે છે. તેજ આ અવિદ્યારૂપ ઉપાદાનકારણથી ઉપજેલું ને સ્વપ્નમાં પ્રતીત થતા જગતના જેવું મહદાદિરૂપ જાગ્રત્‌માં પ્રતીત થતું જગત્‌ છે, તેમજ વેદમાં 'આ પ્રતીત થતું સર્વ જગત્‌ બ્રહ્મરૂપજ છે,' 'આ સર્વ જગત્‌ આત્માજ છે,' અને 'આ જગત્‌માં કાંઇ પણ વિવિધપણું (ભેદ) છેજ નહિ,' ઇત્યાદિ અદ્વૈતનું પ્રતિપાદન કરનારાં ઘણાં વચનો જોવામાં આવે છે. વળી 'પરમાત્મા પોતાને આશ્રરે રહેલી વિવિધ માયાઓવડે અહીં ઘણે રૂપે પ્રતીત થઇ રહ્યા છે' ઇત્યાદિ વેદવચનોમાં ભેદનું દર્શન માયાવડેજ થાય છે એમ સ્પષ્ટજ જણાવ્યું છે; તેમજ 'જે મનુષ્ય લોકોને પોતાના સ્વરૂપથી પૃથક્ જાણે છે તેને લોકો પોતાનાથી પૃથક્ કરે છે' ઇત્યાદિ શ્રુતિઓમાં આત્માના ભેદજ્ઞાનની અવગણના કરવામાં આવી છે, અને 'જે મનુષ્ય આ બ્રહ્મમાં બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતા ભેદને સત્યરૂપે જુએ છે તે મનુષ્ય મરણ પામ્યા પછી જન્મીને પુનઃ મરણ પામે છે' ઇત્યાદિ વેદવચનોવડે ઘણા આત્મા છે એવા જ્ઞાનની—ભેદદર્શનની—નિંદા કરેલી જોવામાં આવે છે. ઉપરનું સર્વ પ્રતિપાદન આ સર્વ ચરાચર પ્રપંચ અદ્વિતીય બ્રહ્મથી ભિન્ન નથી, ભેદજ્ઞાન જન્મમરણરૂપ અનર્થ ઉપજાવનારું છે, તથા પ્રતીત થતું આ સર્વ જગત્‌ અવિદ્યા-રૂપ ઉપાદાનકારણથી ઉપજેલું છે એ અર્થનેજ સ્પષ્ટ કરીને જણાવે છે."

પાણિનિતંત્રમાં **શ્રીભર્તૃહરિએ** પણ નીચેનાં વચનોથી વેદાંત-વાદીઓનો કેવલાદ્વૈત મત છે એમ જણાવ્યું છેઃ—

"यत्र द्रष्टा च दृश्यं च दर्शनं चापि कल्पितम् ।
तस्यैवार्थस्य सत्यत्वमाहुस्त्रय्यन्तवादिनः ॥"

**ભાવાર્થઃ**—જે બ્રહ્મરૂપ અધિષ્ઠાનમાં દ્રષ્ટા, દશ્ય ને દર્શન આદિ ત્રિપુટીઓ કલ્પિત છે તે બ્રહ્મરૂપ અધિષ્ઠાનનુંજ વાસ્તવિકપણું વેદાંતવાદીઓ કહે છે.

વેદાંતદર્શનમાં "प्रत्युरसामंजस्यात्" વે૦ ૨-૨-૩૭ (વિષમકારીપણાથી પરમેશ્વરમાં આ જગત્નું નિમિત્તકારણપણું સંભવતું નથી,) એ સૂત્રથી જેમ **શ્રીવ્યાસ**ભગવાને પાશુપતમતનું ખંડન કર્યું છે તેમ શિવાગમમાં-પાશુપતમતને અનુસરનારા ગ્રંથોમાં-વેદાંતશાસ્ત્રે માનેલા કેવલાદ્વૈતમતનુંજ ખંડન કરેલું જોવામાં આવે છે. તે મતના મૃગેંદ્રસંહિતાનામના ગ્રંથના જ્ઞાનપાદના બીજા પટલમાં નીચે પ્રમાણે કેવલાદ્વૈતમતનું ખંડન કરેલું છેઃ—

" भरद्वाज उवाच

वेदांतसांख्यसदसद्वादार्थिकमतादिषु ।
ससाधना मुक्तिरस्ति को विशेषः शिवागमे ॥

शक्र उवाच

प्रणेत्रसर्वदर्शित्वान्न स्फुटो वस्तुसंग्रहः ।
उपायाः सफलास्तद्वच्छैवे सर्वमिदं परं ॥
वेदांतेष्वेक एवात्मा चिदचिद्व्यक्तिलक्षितः ।
आत्मैवेदं जगत्सर्वं नेह नानास्ति किंचन ॥
प्रतिज्ञामात्रमेवेदं निश्चयः किंनिबंधनः ।
अत्र प्रमाणं तत्रात्मा प्रमेयत्वं प्रपद्यते ॥
यत्रैतदुभयं तत्र चतुष्टयमपि स्थितम् ।
अद्वैतहानिरेवं स्यान्निष्प्रमाणकृतान्यथा ॥

भोगसाम्याविमोक्षौ च यौ नेष्टावात्मवादिभिः ।
नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ॥ ”

**ભાવાર્થ:**—“ ભરદ્વાજ ઇંદ્રને પૂછે છે:–‘ જો વેદાંત, સાંખ્ય, જૈન ને વૈશેષિક ઇત્યાદિ કાર્યનું કારણમાં સત્પણું કહેનારા ને કાર્યનું કારણમાં અસત્પણું કહેનારા મતોમાં પણ મોક્ષ ને તેનાં સાધનો જણાવ્યાં છે, તો પછી શિવાગમમાં તેમનાથી શો વિશેષ છે ? અર્થાત્ અન્ય મતોના કરતાં શિવાગમમાં શું ચઢિયાતાપણું છે ? ’ તેના ઉત્તરમાં ઇંદ્ર કહે છે:–‘ વેદાંતાદિ શાસ્ત્રોના કર્તા સર્વજ્ઞ ન હોવાથી તેઓના મતમાં પારમાર્થિક વસ્તુનો સ્પષ્ટ નિર્ણય સંભવતો નથી, તેમજ તેમણે કહેલાં સાધનો પણ ફલવાળાં થતાં નથી, પરંતુ શિવાગમમાં તો આ સર્વ ઉત્તમ પ્રકારે જણાવેલ છે. આમ સામાન્યરીતે બીજા મતોને પાશુપતમતથી કનિષ્ઠ જણાવી પછી પોતાના મુખ્યપૂર્વપક્ષિરૂપે વેદાંત-શાસ્ત્રને માની તેમાં દોષો બતાવવા પ્રથમ તેના મતનો અનુવાદ કરી પછી તેનું ખંડન કરે છે:–વેદાંતશાસ્ત્રોમાં એકજ આત્મા ચેતનરૂપે ને અચેતનરૂપે જણાવ્યો છે, આત્માજ આ સર્વ જગદ્રૂપ છે, આ બ્રહ્મમાં કાંઇ પણ ભેદ નથી, આ વેદાંતશાસ્ત્રોનું કહેવું પ્રતિજ્ઞામાત્રજ છે, તેમાં કયા હેતુવાળો નિશ્ચય છે ? જો વેદાંતશાસ્ત્રોનું કહેવું પ્રમાણ માનીએ તો તેમાં આત્મા પ્રમેય એટલે પ્રમાણના વિષયપણાને પામે છે. જ્યાં પ્રમાણ ને પ્રમેય આ બે સિદ્ધ થયાં ત્યાં પ્રમાતા ને પ્રમા (જ્ઞાન) પણ માનવાંજ જોઇએ, એટલે બેને સ્થાને ચાર પણ સિદ્ધ થયાં, ને એમ થવાથી અદ્વૈતની હાનિ થઇ. જો એ ચારને વેદાંતી ન સ્વીકારે તો વેદાંતશાસ્ત્રોનું અપ્રમાણપણું (પ્રમાણથી રહિત-પણું) થયું. જો આત્મા એક છે એમ માનવામાં આવે તો સુખ-દુ:ખાદિના અનુભવરૂપ ભોગ સર્વને સમાન થવો જોઈએ, ને એકના

બંધથી બધાને બંધ થવાથી મોક્ષનો અભાવ માનવો પડે, જે બંને દોષ આત્મવાદીઓને ઇષ્ટ નથી. વળી તેમને મતે વ્યાપક પરમાત્મા કોઇના પાપને ગ્રહણ કરતા નથી, તેમ કોઇના પુણ્યને પણ ગ્રહણ કરતા નથી એમ માન્યું છે એ પણ યોગ્ય નથી."

ઉપર જણાવેલો અનુવાદ ને તેનું ખંડન વેદાંતશાસ્ત્રને અર્થાત **વ્યાસ**ભગવાનના મતને કેવલાદ્વૈતપ્રતિપાદક માનીને કરવામાં આવેલ છે તે સ્પષ્ટજ છે.

એવીજ રીતે મૃગેંદ્રસંહિતાપર વૃત્તિ લખનાર **શ્રીના**રાયણપંડિતે તથા **શ્રીકં**ઠાચાર્યે અને તે વૃત્તિપર વ્યાખ્યાન લખનાર **શ્રીઅ**ઘોરશિવાચાર્યે પણ કેવલાદ્વૈતરૂપ વેદાંતમતનો અનુવાદ કરી તેનું ખંડન કરવાનો પ્રયત્ન પોતપોતાનાં વૃત્તિ વ્યાખ્યાનમાં કર્યો છે. ઉપરોક્ત વૃત્તિમાંથી ને તે વૃત્તિપરના વ્યાખ્યાનમાંથી ઉપયોગપૂરતો ભાગ નીચે જણાવવામાં આવે છે:-**શ્રીના**રાયણપંડિત તથા **શ્રી**કંઠાચાર્ય પોતપોતાની "वेदांतेष्वेक एवेति" એ મૃગેંદ્રસંહિતાનાં વચનપરની વૃત્તિમાં વેદાંતમતનો આવી રીતે અનુવાદ કરે છે:-" एको वशी सर्वभूतांतरात्मा, एकं विश्वं बहुधा यः करोति " (પરમાત્મા એક, સ્થાવરજંગમ સર્વને પોતાને વશ રાખનારા ને સર્વપ્રાણીઓના અંતરાત્મા છે. જે પરમાત્મા પોતામાં રહેલા એક વિશ્વને પોતાની માયાવડે બહુ રીતે કરે છે, ) ઇત્યાદિ શ્રુતિઓથી પરમાત્માજ સર્વ જીવોના ને જડ પદાર્થોના આવિર્ભાવના ને તિરોભાવના ઉપાદાનકારણરૂપ, પરિપૂર્ણ, છ પ્રકારનાં ઐશ્વર્યોમાં સ્વતંત્ર, પોતે એક છતાં પણ સંસારમાટે તે તે બહુ પ્રકારના મનોરૂપ ઉપાધિના ભેદના ભિન્ન ભિન્ન સ્વભાવોને અનુસરી પ્રતીત થનારા છે. એ પરમાત્માને મનુષ્ય જો યથાર્થ જાણે તો તે મનુષ્યને અભ્યુદયનો લાભ થાય છે. આવી વેદાંતનીજ તેવી તેવી વિચિત્રપણે અવ-

સ્થિતિ હોવાથી અર્થાત્ અદ્વૈતપ્રતીતિ તે સત્ય છે, અને દ્વૈતપ્રતીતિ બે ચંદ્રાદિના જ્ઞાનજેવી ભ્રમયુક્ત હોવાથી મિથ્યા છે એમ માનેલું હોવાથી તે મત આદર આપવાયોગ્ય નથી. શ્રીમાન્ ભર્તૃહરિ પણ વેદાંતમતના સંબંધમાં એમજ કહે છેઃ—

'यथा विशुद्धमाकाशं तिमिरोपप्लुतो जनः ।
संकीर्णमिव मात्राभिश्चित्राभिरभिमन्यते ॥
तथैतदमृतं ब्रह्म निर्विकारमविद्यया ।
कलुषत्वमिवापन्नं भेदरूपे प्रवर्तते ॥'

**ભાવાર્થ**:—જેમ આકાશ અતિશુદ્ધ છે તોપણ તિમિરદોષથી ઘેરાયેલી આંખોવાળો મનુષ્ય પોતાની વિચિત્ર ઇંદ્રિયોવડે તેને મિશ્ર-રંગવાળાજેવું (મલિન) માને છે તેમ અજ્ઞાની મનુષ્ય આ અવિનાશી ને વિકારરહિત બ્રહ્મને અવિદ્યાવડે જાણે મલિનપણાને (સંસારના ધર્મોને) પામ્યું હોય એમ માની ભેદવડે પ્રવૃત્તિ કરે છે, તાત્પર્ય કે પરમાત્મા સર્વ પ્રકારના ભેદોથી રહિતજ છે. સુખદુઃખ ને કર્તૃત્વ-ભોક્તૃત્વ આદિ સંસારના ધર્મનો મનની સાથે સંબંધ થાય છે, પર-માત્માની સાથે તેમનો સંબંધ થતો નથી.

પરમાત્મા જલમાં પ્રતિબિંબરૂપે જણાતા સૂર્યની પેઠે મનોરૂપ ઉપાધિમાં પડેલા પ્રતિબિંબથી અભિન્ન છતાં પણ ભિન્નજેવા જણાય છે. શ્રુતિ પણ એમજ કહે છેઃ—

'यथा ह्ययं ज्योतिरात्मा विवस्वानपो भिन्नो बहुधैकोऽनुगच्छन् ।
उपाधिना क्रियते भेदरूपो देवः क्षेत्रेष्वेवमजोऽयमात्मा ॥'

**ભાવાર્થ**:—જેમ આ પ્રકાશસ્વભાવવાળો પ્રસિદ્ધ સૂર્ય એક છતાં પણ ભિન્ન ભિન્ન જલોમાં પ્રતિબિંબિત થઇ તે તે ઉપાધિને લીધે

બહુરૂપે જણાય છે તેમ આ જન્માદિ વિકારથી રહિત સ્વયંપ્રકાશ પરમાત્મા એક છતાં પણ સર્વ શરીરાદિમાં પ્રતિબિંબિત થઇ તે તે ઉપાધિવડે ભેદરૂપે જણાય છે.”

ઉપર પ્રમાણે વેદાંતશાસ્ત્રરૂપ કેવલાદ્વૈતમતનો અનુવાદ કરી પછી તેમણે “तदेतन्नोपपद्यते” (તે આ સંભવી શકતું નથી) એમ જણાવી વેદાંતવાદનું ખંડન કરવાનો આરંભ કરેલો છે.

**શ્રીઅ**ઘોરશિવાચાર્યકૃત મૃગેંદ્રસંહિતાપરની (શિવસંહિતાપરની વા પાશુપતસંહિતાપરની) વૃત્તિના વ્યાખ્યાનમાં પણ “अथान्यदर्शनास्फुटत्वप्रकाशनाय प्रथमं वेदांतवादिमतस्यास्फुटत्वं सूचयित्वा दर्शयितुं वेदांतेष्वित्यादिश्लोकार्धेन तन्मतमुपन्यस्यते ॥” (હવે બીજાં દર્શનોનું અસ્પષ્ટપણું દેખાડવામાટે પ્રથમ વેદાંતવાદીના મતનું અસ્પષ્ટપણું સૂચવીને તે દેખાડવામાટે वेदांतेषु ઇત્યાદિ અર્ધા શ્લોકદ્વારા તેમના મતનું નિરૂપણ કરાય છે,) તથા ‘आत्मैवेदं सर्वं’ (આ સર્વ જગત્ આત્માજ છે) ઇત્યાદિ કથનવડે તે વેદાંતમતજ જણાવેલ છે. અવિદ્યારૂપ ઉપાધિવડેજ સદ્રૂપ પરમાત્મા જીવરૂપે જણાય છે, જેમ સ્વપ્નમાં નિદ્રાવડે આત્મા પશુપક્ષી આદિરૂપે જણાય છે તેમ. જેમ સ્વપ્નમાં નિદ્રાદોષવડે અનેક પ્રાણીઓની ને પદાર્થોની સ્પષ્ટ પ્રતીતિ થાય છે તેમ આ સંસારરૂપ મહાસ્વપ્નમાં પણ અવિદ્યારૂપ દોષવડે અનેક પ્રાણીઓની ને અનેક પદાર્થોની સ્પષ્ટ પ્રતીતિ થાય છે.

જેમ નેત્રના દોષથી એક ચંદ્રમાં બે ચંદ્રની મિથ્યા પ્રતીતિ થાય છે તેમ અવિદ્યારૂપ દોષથી બ્રહ્મમાં આ દ્વૈતની મિથ્યા પ્રતીતિ થાય છે, અર્થાત્ એકજ પરમાત્મા શ્રુતિઓવડે ને સ્મૃતિઓવડે સિદ્ધ થાય છે.”

ઉપરના સર્વ કથનથી મૃગેંદ્રસંહિતાનું, તે પરની વૃત્તિઓનું ને તે વૃત્તિઉપરના વ્યાખ્યાનનું કહેવું કેવલાદ્વૈતજ વેદાંતશાસ્ત્રને માન્ય છે એવું છે એમ સૂક્ષ્મદષ્ટિથી અવલોકન કરતાં નક્કી થાય છે.

વળી અગસ્ત્યમુનિએ રચેલા શિવરહસ્યનામના ગ્રંથના ત્રીજા અંશના છવીશમા અધ્યાયમાં જે સ્થલે ગૌતમાદિના મતોના નિરીક્ષણપુરઃસર તે મતોને દોષવાળા જણાવ્યા છે તે સ્થલે તેમણે વેદાંતમતવિષે નીચે પ્રમાણે જણાવ્યું છેઃ—

" न ते गौतमाकाशनित्यत्ववादो मतो वेदवेदांगतत्त्वज्ञमूर्ते ।
न ते जैमिने शब्दनित्यत्ववादो न मिथ्यात्ववादोऽपि वेदांतिनां ते ॥१॥
न बंधोऽपि मोक्षोऽपि वेदांतशास्त्रे तथा दृष्टिसृष्टिप्रवादोऽपि दृष्टः ।
अविद्याविलासो न कोऽपीह कल्प्यो विलासैर्यतस्ते जगज्जालमासीत् ॥२॥
न चानंतवेदांतवार्ताविचारे हराराधकाराध्यभावाभिमानः ।
न चेदधुना कर्ममार्गो विनष्टः शिवाराधनामार्गवार्ता कुतः स्यात् ? ॥३॥"

**ભાવાર્થઃ**—હે વેદવેદાંગના રહસ્યને જાણનાર ગૌતમ ! તમારો આકાશના નિત્યપણાનો વાદ સંભવતો નથી, કેમકે " तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः ॥ " (તે આ પરમાત્માથી આકાશ ઉપજ્યું છે,) એ શ્રુતિમાં આકાશની ઉત્પત્તિ જણાવી છે. હે જૈમિને ! તમારો શબ્દના નિત્યપણાનો વાદ પણ સંભવતો નથી, કેમકે "तस्माद्यज्ञात्सर्वहुत ऋचः सामानि जज्ञिरे" (પરમાત્મા જેમાં સર્વ લય પામે છે એવી પોતાને આશરે રહેલી માયામાંથી ઋચાઓને તથા સામોને ઉત્પન્ન કરતા હવા,) એ શ્રુતિમાં શબ્દરૂપ ઋગ્વેદાદિની ઉત્પત્તિ જણાવી છે. વેદાંતીઓનો જગત્ના મિથ્યાપણાનો વાદ પણ જગત્ પ્રત્યક્ષ પ્રતીત થતું હોવાથી સંભવતો નથી. વેદાંતશાસ્ત્રમાં કહેલો એકજીવવાદ પણ સંભવતો નથી,

કેમકે તે વાદ માનતાં બંધમોક્ષાદિની વ્યવસ્થા સંભવી શકતી નથી તથા વેદાંતે માનેલો દષ્ટિસૃષ્ટિવાદ (જ્ઞાનને સમકાલે જગત્ હોવાન કથનરૂપ વાદ) પણ વ્યવહારમાં સત્ય જોવામાં આવતો નથી. જે અ વિદ્યાના વિલાસોથી આ જગત્નો સમૂહ ઉપજ્યો છે એમ કહેવામ આવે છે તે તમારી અવિદ્યાના વિલાસો અહીં કોઇ પણ રીતે કલ્પ કરવાયોગ્ય નથી. વેદાંતની અનેક વાતોનો વિચાર કરતાં દ્વૈતના અભા ને લીધે શંકરનું આરાધ્યપણું ને જીવના આરાધકપણાનું અભિમા રહી શકતાં નથી, અને હવે જો દ્વૈતના અભાવથી કર્મમાર્ગ સર્વ નાશ પામે તો પછી શંકરના આરાધનરૂપ સાધનની વાત ક્યાં રહી ?

આ વચનોમાં **શ્રીગૌતમ**મુનિએ માનેલા આકાશના નિત્યપણા-ના કથનનો, **શ્રીજૈમિનિ**એ માનેલા શબ્દના નિત્યપણાના કથનનો અને વેદાંતીઓએ માનેલા સંસારના મિથ્યાપણાનો, બંધમોક્ષાદિના કલ્પિતપણાનો ને દષ્ટિસૃષ્ટિવાદ આદિ વિષયોનો અનુવાદ કરી તેનું ખંડન કરેલું છે એ વાત સ્પષ્ટ છે. **શ્રીગૌતમ** ને **શ્રીજૈમિનિ** જેવા સૂત્રકારોની સાથે વેદાંતમતનું કથન કરેલું હોવાથી આ લખાણ માં બ્રહ્મસૂત્રના કર્તા **શ્રીવ્યાસ**ભગવાનજ વેદાંતીના નામથી સૂચવ્યા છે એમ નક્કી થાય છે, તેથી **શ્રીવ્યાસ**ભગવાનનો સિદ્ધાંત કેવલાદ્વૈત૦ છે એમ નક્કી થાય છે. [અપૂર્ણ]

---